ओ३म्

# नमो विश्वम्भराय जगदीश्वराय

अथ

# ॥ गोकरुणानिधिः ॥

तनोतु सर्वेश्वर उत्तमम्बलं गवादिरक्षं विविधं दयेरितः ।
अशेषविघ्नानि निहत्य नः प्रभुः सहायकारी विदधातु गोहितम् ॥
ये गोसुखं सम्यगुशन्ति धीरास्ते धर्म्मजं सौख्यमथाददन्ते ।
क्रूरा नराः पापरता नयंति प्रज्ञाविहीनाः पशुहिंसकास्तत् ॥ २ ॥

## ગાયઆદિ પશુઓની રક્ષાથી સર્વ પ્રાણિયોના સુખને માટે

અનેક સત્પુરૂષોની સંમતિને અનુસારે
આર્યભાષામાંથી ગુજરાતીમાં મુંબઈ પ્રદેશ આ. પ્ર. સભાએ
આ પુસ્તક પ્રસિદ્ધ કીધું છે.
એને અનુસારે વ્યવહાર કરવાથી સંસારનો મોટો ઉપકાર થશે

સંવત્ ૧૯૬૫. પ્રત ૧૦૦૦. બીજી આવૃત્તિ સને ૧૯૦૯.
પ્રતિ પુસ્તકનું મૂલ્ય ૦)— પોસ્ટેજ સહીત ૦)—॥
ધર્મ વિજય પ્રેસ પાયધોની, મુંબઇ

ओ३म्

# नमो विश्वम्भराय जगदीश्वराय

अथ

# ॥ गोकरुणानिधिः ॥

तनोतु सर्वेश्वर उत्तमम्बलं गवादिरक्षं विविधं दयेरितः ।
अशेषविघ्नानि निहत्य नः प्रभुः सहायकारी विदधातु गोहितम् ॥
ये गोसुखं सम्यगुशन्ति धीरास्ते धर्म्मजं सौख्यमथाददन्ते ।
क्रूरा नराः पापरता नयंति प्रज्ञाविहीनाः पशुहिंसकास्तत् ॥ २ ॥

ગાયઆદિ પશુઓની રક્ષાથી સર્વ પ્રાણિયોના
સુખને માટે
અનેક સત્પુરૂષોની સંમતિને અનુસારે
આર્યભાષામાંથી ગુજરાતીમાં મુંબઈ પ્રદેશ આ. પ્ર. સભાએ
આ પુસ્તક પ્રસિદ્ધ કીધું છે.

એને અનુસારે વ્યવહાર કરવાથી સંસારનો મોટો ઉપકાર થશે

સંવત્ ૧૯૬૫. પ્રત ૧૦૦૦. બીજી આવૃત્તિ સને ૧૯૦૯.
પ્રતિ પુસ્તકનું મૂલ્ય ૦)– પોસ્ટેજ સહીત ૦)–॥
ધર્મ વિજય પ્રેસ પાયધોની, મુંબઇ

# પ્રસ્તાવના.



આ **ગોકરૂણાનિધિ નામનું પુસ્તક** પ્રથમ વેદોક્ત ધર્મરક્ષક પ્રખ્યાત પંડિત દયાનંદ સરસ્વતી સ્વામીની પ્રાસાદિથી હિંદિ ભાષામાં રચાઇને **સંવત્ ૧૯૩૯ ના** વૈશાખ માસમાં પ્રયાગ નગરના વૈદિકયંત્રાલયમાં પ્રસિદ્ધ થયું હતું. સર્વ સુજ્ઞ લોકોને વિદિતજ છે કે વેદોક્ત ધર્મ, વેદાદિ સત્ય શાસ્ત્રનું પઠન પાઠન છૂટવાથી કેટલાક કાળ થયાં સિથિલ વિથિલ થઇ ગયો હતો, અને તેનાં રહસ્ય તથા મહત્વ તરફ કોઇ લક્ષ આપી જોતું પણ ન હતું. તેનો પુનઃ પ્રકાશ એ મોક્ષવાસી સ્વામીજીએ કરી, તે તરફ આર્યભ્રાતૃગણોનું અને અન્ય ધર્માત્મા પુરૂષોનું ધ્યાન પુનઃ આકર્ષિત કર્યું છે. તેજ સ્વામીએ આપણા ભરતખંડની અખૂટ પૂંજી જે ગવાદિ મનુષ્યપોષક પશુઓની, અધર્મ માર્ગે હત્યારૂપ લૂટ ચાલતી હતી તે અટકાવવાને બીડું ઝડપી, પોતે પ્રથમ મેદાન પડી આ પુસ્તક પ્રસિદ્ધ કરાવ્યું અને આ ભરતખંડમાં ઠામ ઠામ ઉપદેશ કરી ગવાદિ નિરપરાધી અને મહા પરોપકારી પશુ જેનાંપર મનુષ્ય માત્રના ભરણ પોષણનો મુખ્ય આધાર રહેલો છે તેનો વધ થતો અટકાવવાને લોકોને બોધ્યા, અને ગોધર્મરક્ષા એ સર્વ મનુષ્યોને માટે કેટલી અગત્યની છે, તે સ્પષ્ટ કરી દર્શાવ્યું. અને એ ઉપરાંત એક વિજ્ઞપ્તિ પત્ર જૂદી જૂદી ભાષામાં છપાવી, તેની હજારો પ્રતો આખા ભરતખંડમાં સમ્મતિ તથા સહી અર્થે મોકલી હતી. અને તે સમ્મતિપત્રો પર ઠામ ઠામથી લાખો સહી થઇ આવીને તે એકઠા થયા હતા. જે પત્રોનો વિશેષ સંગ્રહ હાલ શ્રીસ્વાજીમીની સ્થાનાપન્ન શ્રીમતી પરોપકારિણી સભા પાસે મોજૂદ છે. પરંતુ સ્વામીજીનો સ્વર્ગવાસ થયાથી આગળ વિશેષ સાક્ષી મેળવવાને, અને ગોવધ થતો

રાજ્ય તરફથી અટકાવવાને એક અરજી તૈયાર કરી, તેમાં ગોરક્ષાથી રાજા પ્રજાને કેવા કેવા ઉત્તમ લાભ રહ્યા છે તે દર્શાવવાને જે કરવાનું, તે આપણા દુર્ભાગ્યે જેમનું તેમ રહી ગયું છે. અને કોઇએ તે વિષેનો પુરૂષાર્થ તેમની પશ્ચાત્ દાખવવાને હજી સુધી હિંમત ધરી નથી. તો પણ તે બીજારોપણ નિરર્થક ગયું નથી. એ બીજારોપણમાંથી આજ લગીમાં ૪૫ ગૌરક્ષણી સભા અને અનેક ગોશાળા રૂપી વૃક્ષો પરમાત્માની કૃપાથી ઉત્તર ભરતખંડમાં ઉત્પન્ન થયાં છે. અને આગળ થતાં જશે એવી પ્રભુ કૃપા દૃશ્યમાન થાય છે. તથા સહુથી મોટી ગોશાળા હરદ્વારના અંજન વનમાં ઠાકુર નવલસિંહના પુરૂષાર્થથી પ્રથમ સ્થાપન થઇ સદૃઢ થઇ ચૂકી છે. અને તેના તથા પશ્ચાત્ સ્વામી પ્રકાશાનંદ સરસ્વતીના અને આર્યસમાજેના પુરૂષાર્થથી જ્યાં ત્યાં મજકુર સભા અને ગોશાળાઓ સ્થાપન થતી ચાલી છે. તથા હજારો ગૌઓનું સંરક્ષણ સારી રીતે થવા માંડયું છે, પરંતુ મોટી દીલગીરીની વાત એ છે કે આપણા દક્ષિણ દેશમાં અદ્યાપિ સુધી તેવી હિલચાલ કાંઇ થઇ નથી, અને હજી તે તરફ લોકોનું લક્ષ લાગ્યું નથી. માટે મુખ્યત્વે હમારા ગુજરાતીવર્ગના ભ્રાતૃ ગણોનું અને તેની સાથે વળી મરાઠી વર્ગના ભ્રાતૃ ગણોનું પણ તે પર ધ્યાન ખેંચવાને આ "ગોકરૂણાનિધિ" પુસ્તક ગુજરાતી ભાષામાં મુંબઇ આર્યસમાજે પ્રસિદ્ધ કરી આર્યબંધુઓની સેવામાં સાદર કર્યું છે. અને મોટાં ગૌરવથી આશા રાખે છે; કે તે ફલીતાર્થ થશે. તથાસ્તુ.

ओ३म् शान्तिः शान्तिः शान्तिः

---

ओ३म्

नमोनमः सर्वशक्तिमते जगदीश्वराय ।

# गोकरुणानिधिः ।

इन्द्रो विश्वस्य राजति । शन्नो अस्तु द्विपदे शं चतुष्पदे ॥ य० अ० ३६ मं० ८॥

तनोतु सर्वेश्वर उत्तमं बलं गवादिरक्षार्थमिदं ह्येरितः ।
अशेषविघ्नानि निहत्य नः प्रभुः सहायकारी विदधातु गोहितम् १
ये गोसुखं सम्यगुशन्ति धीराः सद्धर्मभजं सौख्यमथाददन्ते ।
क्रूरा नराः पापरता नयन्ति प्रज्ञाविहीनाः पशुहिंसकास्तत् ॥ २ ॥



## भूमिका ।

તે ધર્માત્મા વિદ્વાન લોકને ધન્ય છે કે જેઓ ઇશ્વરના ગુણ, કર્મ, સ્વભાવ અને અભિપ્રાય, સૃષ્ટિક્રમ, પ્રત્યક્ષાદિ પ્રમાણ અને આપ્તોના આચારથી અવિરૂદ્ધ ચાલીને સર્વ સંસારને સુખ પહોંચાડે છે, અને શોક છે તેના પર કે જે એથી વિરૂદ્ધ સ્વાર્થી દયાહીન થઇને જગતમાં હાની કરવા માટે વર્તમાન છે. પૂજનીય જન તે છે કે જે પોતાની હાની થતી હોય તો પણ સર્વનું હિત કરવામાં પોતાના તન, મન, ધન લગાડે છે. અને તિરસ્કરણીય તે છે કે જે પોતાનાજ લાભમાં સંતુષ્ટ રહીને સર્વનાં

સુખોનો નાશ કરે છે. એવો સૃષ્ટિમાં કોણ મનુષ્ય હશે કે જે સુખ અને દુઃખને પોતે ન માનતો હોય? શું એવો કોઇબી મનુષ્ય છે, કે જેનાં ગળાને કાપે અથવા રક્ષા કરે તો તે દુઃખ કે સુખનો અનુભવ ન કરે? જો સર્વને લાભ અને સુખમાંજ પ્રસન્નતા છે તો વિના અપરાધ કોઇ પ્રાણીનો પ્રાણવિયોગ કરીને પોતાનું પોષણ કરવું, એ સત્પુરૂષોની સામે નિન્દિત કર્મ કેમ ન ગણાય? સર્વ શક્તિમાન્ જગદીશ્વર આ સૃષ્ટિમાં મનુષ્યોના આત્માઓમાં પોતાની દયા અને ન્યાયને પ્રકાશિત કરે, કે જેથી એઓ સર્વ દયા અને ન્યાયયુક્ત થઇને સર્વદા સર્વોપકારક કામ કરે, અને સ્વાર્થપણાને પક્ષપાતયુક્ત થઇને કૃપાપાત્ર ગાય આદિ પશુ-ઓનો વિનાશ ન કરે, કે જેથી દુગ્ધ આદિ પદાર્થો અને ખેતી આદિ ક્રિયાઓની સિદ્ધિથી યુક્ત થઇને સર્વ મનુષ્ય આનંદમાં રહે. આ ગ્રંથમાં જે કાંઇ અધિક ન્યૂન વા અયુક્ત લેખ થયો હોય તેને બુદ્ધિમાન્ લોક આ ગ્રંથના તાત્પર્યને અનુકૂળ કરી લે. ધાર્મિક વિદ્વાનોની એજ યોગ્યતા છે, કે વક્તાનાં વચન અને ગ્રંથ કર્ત્તાના અભિપ્રાયને અનુસારજ સમજી લે છે આ ગ્રંથ એજ અભિપ્રાયથી રચવામાં આવ્યો છે કે ગૌ આદિ પશુ સામર્થ્ય હોય, ત્યાંસુધી બચાવવામાં આવે, અને એને બચાવ્યાથી દૂધ, ઘી અને ખેતીના વધવાથી સર્વને સુખ વધતું રહે. પરમાત્મા કૃપા કરે કે આ અભિષ્ટ શીઘ્ર થાય. આ ગ્રંથમાં ત્રણ પ્રકરણ છે. એક સમીક્ષા, બીજો નિયમ, અને ત્રીજો ઉપનિયમ, એને ધ્યાન દઇ પક્ષપાત છોડી, વીચારીને રાજા અને પ્રજા યથાવત્ ઉપયોગમાં લાવે કે જેથી બેઉને માટે સુખ વધતું રહે.

॥ इति भूमिका ॥

# ॥ अथ समीक्षा ॥

## ॥ गोकृष्यादिरक्षिणी सभा ॥

આ સભાનું નામ ગોકૃષ્યાદિરક્ષિણી સભા એ માટે રાખ્યું છે કે જેનાથી ગૌઆદિ પશુ અને કૃષિ આદિ કર્મોને રક્ષા અને વૃદ્ધિ થઇને સર્વ પ્રકારનાં ઉત્તમ સુખ મનુષ્યાદિ પ્રાણીઓને પ્રાપ્ત થાય છે અને જેના વિના નિચે લખેલાં સુખ કદિ પ્રાપ્ત થઇ શકતા નથી. સર્વ શક્તિમાન જગદીશ્વરે આ સૃષ્ટિમાં જે જે પદાર્થ બનાવ્યા છે તે નિષ્પ્રયોજન નથી. પણ એક એક વસ્તુ અનેક અનેક પ્રયોજન માટે રચી છે, જે માટે તેનાથી તેજ પ્રયોજન લેવું, એજ ન્યાય, અન્યથા અન્યાય છે. જુઓ, જે માટે આ નેત્ર બનાવ્યાં છે તેનાથી તેજ કાર્ય લેવું સર્વને ઉચિત હોય છે, નહીં કે તેનાથી પૂર્ણ પ્રયોજન ન લઇને વચમાંજ તે નષ્ટ કરવામાં આવે ! શું જે જે પ્રયોજનોને માટે પરમાત્માએ જે જે પદાર્થ બનાવ્યા છે, તેના તેનાથી તે તે પ્રયોજન ન લઇને તેને પ્રથમજ વિનષ્ટ કરી દેવું એ સત્પુરૂષોના વિચારમાં બુરૂં કર્મ નથી ? પક્ષપાત છોડીને જુઓ કે ગાય આદિ પશુ અને કૃષિ આદિ કર્મોથી સર્વ સંસારને અસંખ્ય સુખ થાય છે કે નહીં ? જેમ બે ને બે ચાર તેમજ સત્યવિદ્યાથી જે જે વિષય જાણવામાં આવે છે તે અન્યથા કદિ પણ થઇ શકતું નથી.

જો એક ગાય ઓછામાં ઓછું બે સેર દૂધ અને બીજી વીસ સેર દેતી હોય, તો પ્રત્યેક ગાયનું અગ્યાર સેર દૂધની રાસ ગણવામાં કંઈ પણ શંકા નથી. એ હિસાબે એક માસમાં (૮૧) સવા આઠ મણ દૂધ થાય છે. એક ગાય ઓછામાં ઓછું (૬) મહીના અને બીજી

અધિકમાં અધિક (૧૮) મહીના સુધી દૂધ દે છે, તો એઉના મધ્ય ભાગમાં પ્રત્યેક ગાયના દૂધ દેવામાં બાર મહીનાની રાસ ગણાય છે. એ હિસાબથી બાર મહીનાનું દૂધ (૯૯) નવાણું મણ થાય છે. એટલા દૂધને ઔટાવીને દર સેરમાં છટાંક ચોખા અને નવટાંક સાકર નાખીને ખીર બનાવીને ખાય, તો પ્રત્યેક પુરૂષને માટે બે સેર દૂધની ખીર પુષ્કળ થાય છે, કેમ કે એ પણ એક મધ્ય ભાગની ગણત્રી છે અર્થાત કોઇ બે સેર દૂધની ખીરથી વધારે ખાશે તેમ કોઇ ઓછી ખાશે. એ હિસાબે એક પ્રસૂતા ગાયના દૂધથી (૧૯૮૦) એક હજાર નવસો એંસી મનુષ્ય એકવાર તૃપ્ત થાય છે. ગાય ઓછામાં ઓછી (૮) અને અધિકમાં અધિક (૧૮) વાર વિયાય છે, એના મધ્ય ભાગની રાસ તેર વખત ગણીએ તો (૨૩૯૪૦) ત્રેવીસ હજાર નવસો ચાળીસ મનુષ્ય એક ગાયના જન્મભરના દૂધ માત્રથી એક વાર તૃપ્ત થઇ શકે છે વળી એ ગાયની પેઢીમાં છ વાછડી અને સાત વાછડા એટલાં થયાં, તેમાંથી એકનું મૃત્યુ રોગાદિથી થવાનો સંભવ છે તોપણ બાર રહે. તેમાં છ વાછડીઓના દૂધમાત્રથી ઉક્ત પ્રકારે (૧૪૩૬૪૦) એક લાખ ત્રેતાલીસ હજાર છસો ચાળીસ મનુષ્યોનું પાલણ થઇ શકે છે. હવે રહ્યા છ બેલ તેમાં એક જોડીથી (બે બળદથી) એક સાલમાં (૨૦૦) બસો મણ અન્ન ઉત્પન્ન થઇ શકે છે એ પ્રકારે ત્રણ જોડી (૬૦૦) છસો મણ અન્ન ઉત્પન્ન કરી શકે છે, અને એના કાર્યનો મધ્યભાગ આઠ વર્ષ છે એ હિસાબે (૪૮૦૦) ચાર હજાર આઠસો મણ અન્ન ઉત્પન્ન કરવાની શક્તિ એક જન્મમાં ત્રણે જોડીની છે, (૪૮૦૦) મણ અન્નમાંથી પ્રત્યેક મનુષ્યનું ત્રણ પા ( પોણો શેર ) અન્ન ભોજનમાં ગણિયે તો (૨૦૮૦૦૦) બે લાખ આઠ હજાર મનુષ્યોનું એક વાર ભોજન થાય

છે. દૂધ અને અન્નને મેળવી જોવાથી નિશ્ચય થાય છે કે (૩૫૧૬૪૦) ત્રણ લાખ એકાવન હજાર છસો ચાલીસ મનુષ્યોનું પાલણ એક વારના ભોજનથી થાય છે હવે એ છ ગાયની પેઢીપર પેઢીનો હિસાબ લગાવી જોવામાં આવે તો અસંખ્ય મનુષ્યોનું પાલણ થઇ શકે છે. અને એના માંસથી અનુમાન થાય છે કે, કેવળ એંસી માંસહારી મનુષ્ય એકવાર તૃપ્ત થઇ શકે છે, જુઓ, તુચ્છ લાભને માટે લાખો પ્રાણિઓને મારી અસખ્ય મનુષ્યોની હાનિ કરવી એ મહાપાપ કેમ નહીં ?

અગર જો ગાયના દૂધ કરતાં ભેંસનું દૂધ કંઇ અધિક, અને બેલ કરતાં પાડો કંઇ ઓછો લાભ પહોંચાડે છે તો પણ જેટલા ગાયનાં દૂધ અને બેલોના ઉપયોગથી મનુષ્યોને સુખોનો લાભ થાય છે એટલો ભેંસોનાં દૂધ અને પાડાથી થતો નથી. કેમકે જેટલા આરોગ્યકારક અને બુદ્ધિવર્દ્ધક આદિ ગુણ ગાયનાં દૂધ અને બેલોમાં હોય છે, તેટલા ભેંસોનાં દૂધ અને પાડા આદિમાં નથી હોઇ શકતાં. એજ માટે આર્યોએ ગાય સર્વોત્તમ માની છે.

પણ ઉંટણીનું દૂધ ગાય અને ભેંસના દૂધથી પણ અધિક થાય છે, તો પણ એનું દૂધ ગાયની સદૃશ નહીં. ઉંટ અને ઊંટણીનો ગુણ ભાર ઉઠાવી શીઘ્ર પહોંચાડવા માટે પ્રશંસનીય છે.

હવે એક બકરી ઓછામાં ઓછું એક અને અધિકમાં અધિક પાંચ સેર દૂધ દે છે એના મધ્ય ભાગમાં પ્રત્યેક બકરીથી ત્રણ સેર દૂધ થાય છે. અને એ ઓછામાં ઓછું ત્રણ અને અધિકમાં અધિક પાંચ મહીના સુધી દૂધ દે છે તો દરેક બકરીના દૂધ દેવામાં મધ્ય ભાગ ચાર મહીના થયા. તે એક માસમાં (૨ા) સવાબે મણ અને ચાર માસમાં

(૯) નવ મણની સરાસરી આવે છે. પૂર્વોક્ત પ્રકારાનુસાર આ દૂધથી (૧૮૦) એક સો એંસી મનુષ્યોની તૃપ્તિ થાય છે. અને એક બકરી વર્ષમાં બેવાર વ્યાય છે. એ હિસાબે એક વર્ષમાં (૩૬૦) ત્રણસો સાઠ મનુષ્યોની દૂધના એકવાર ભોજનથી તૃપ્તિ થાય છે. કોઇ બકરી ઓછામાં ઓછાં ચાર વર્ષ અને કોઇ અધિકમાં અધિક (૮) આઠ વર્ષ સુધી વ્યાય છે. એનો મધ્ય ભાગ (૬) વર્ષ થાય છે, તો જન્મભરના દૂધથી (૨૧૬૦) બે હજાર એકસો સાઠ મનુષ્યોનું એકવારના ભોજનથી પાલણ થાય છે. હવે એનાંજ બચ્ચાં બચ્ચી મધ્ય ભાગથી (૨૪) ચોવીશ થાય છે કેમકે કોઇ ઓછામાં ઓછુ એક અને કોઇ અધિકમાં અધિક ત્રણ બચ્ચાં જણે છે એમાંથી બેનું અલ્પ મૃત્યુ સમઝો તો બાકી રહ્યા (૨૨) બાવીસ, એમાંથી (૧૨) બાર બકરીઓના દૂધથી (૨૫૯૨૦) પચીસ હજાર નવસો વીસ મનુષ્યોનું એક દિન પાલણ થાય છે. એની પેઢીપર પેઢીનો હિસાબ લગાડયાથી અસંખ્ય મનુષ્યોનું પાલણ થઇ શકે છે. અને બકરાં પણ બોજો ઉઠાવવો આદિ પ્રયોજનોમાં આવે છે, અને બકરાં બકરી, મેંઢા મેંઢીના રોમ (વાળ) અને તેનાં વસ્ત્રોથી મનુષ્યોને મોટાં મોટાં સુખ અને લાભ થાય છે. અગર જો મેંઢીનું દૂધ બકરીના દૂધ કરતાં કંઇક ઓછું થાય છે તોપણ બકરીના દૂધ કરતાં તેના દૂધમાં બળ અને ઘૃત અધિક થાય છે. એજ પ્રમાણે બીજાં દૂધ દેવાવાળાં પશુઓનાં દૂધથી પણ અનેક પ્રકારનાં સુખ લાભ થાય છે. જેમ ઉંટ ઉંટણીથી લાભ થાય છે તેમજ ઘોડા ઘોડી અને હાથી આદિથી અધિક કાર્ય સિદ્ધ થાય છે. એજ પ્રકારે સુઅર, કુતરા, મુર્ગા, મુર્ગી અને મોર આદિ પક્ષિઓથી પણ અનેક ઉપકાર થાય છે. જો પુરૂષ હરણ અને સિંહ આદિ પશુ તથા મોર આદિ પક્ષિઓથી પણ

ઉપકાર લેવા ચાહે તો લઇ શકે છે. પરંતુ સર્વનું પાલણ ઉત્તરોત્તર સમયાનુકૂળ થશે. વર્તમાનમાં પરમોપકારક ગૌનીજ રક્ષામાં મુખ્ય તાત્પર્ય છે.

એજ પ્રકારથી મનુષ્ય આદિની પ્રાણ, રક્ષા, જીવન, સુખ, વિદ્યા, બળ અને પુરૂષાર્થ આદિની વૃદ્ધી થાય છે. એક અન્નપાન અને બીજું આચ્છાદન એમાંથી પહેલા વગર મનુષ્યાદિનો સર્વથા પ્રલય અને બીજા વગર અનેક પ્રકારની પીડા થાય છે. "જુઓ" જે પશુ નિઃસાર ઘાસ, તૃણ, પાંદડાં, ફળ, ફુલ આદિ ખાય અને સાર જે દુધ આદિ અમૃત રૂપી રત્ન આપે, હળ, ગાડી આદિમાં ચાલીને અનેક વિધ અન્નઆદિ ઉત્પન્ન કરી, સર્વનાં બુધ્ધિ, બળ પરાક્રમને વધારીને નિરોગતા કરે, પુત્ર, પુત્રી અને મિત્ર આદિની સમાન પુરૂષોની સાથે વિશ્વાસ અને પ્રેમ કરે, જ્યાં બાંધે ત્યાં બંધાઇ રહે, જ્યાં ચલાવિયે ત્યાં ચાલે. જ્યાંથી હઠાવિયે ત્યાંથી હઠી જાય જોવાથી અને બોલાવવાથી સમીપ ચાલી આવે જ્યારે કદિ વ્યાઘ્રાદિ પશુ અથવા મારવાવાળાને દેખે ત્યારે પોતાની રક્ષા સારૂ પાલણ કરનારની સમીપ દોડી આવે કે એ અમારી રક્ષા કરશે.

જેના મુવા પછી તેનું ચામડું પણ કાંટા આદિથી રક્ષા કરે, જંગલમાંથી ચરીને પોતાનાં બચ્ચાં અને સ્વામીને માટે દૂધ આપવાને નિયત સ્થાનપર ચાલી આવે, પોતાના સ્વામીની રક્ષા સારૂ તન, મન લગાડે, જેનું સર્વસ્વ રાજા અને પ્રજાઆદિ મનુષ્યોના સુખને માટે છે, ઇત્યાદિ નિરપરાધિ શુભ ગુણ યુક્ત સુખકારક પશુઓનાં ગળાં છુરાથી કાપીને જે પુરૂષ પોતાનું પેટ ભરી સર્વ સંસારની હાનિ કરે છે, શું સંસારમાં તેનાથી પણ અધિક કોઇ વિશ્વાસઘાતી, અનુપકારી, દુઃખ દેવાવાળા

અને પાપી જન હશે કે ? એટલાજ માટે યજુર્વેદના પહેલાજ મંત્રમાં પરમાત્માની આજ્ઞા છે કે ( **अघ्नयाः+ यजमानस्य पशून् पाहि** ) હે પુરૂષ તું આ પશુઓને કદિ પણ ન માર, અને યજમાન અર્થાત્ સર્વને સુખ દેવાવાળા જનોનાં સંબંધે પશુઓની રક્ષા કર કે જેથી તારી પણ પૂરી રક્ષા થાય. અને એટલાજ માટે બ્રહ્માથી લઇને આજ પ્રર્યન્ત આર્ય લોક પશુઓની હિંસામાં પાપ અને અધર્મ સમજતા હતા; અને હાલ પણ સમજે છે. અને એની રક્ષાથી અન્ન પણ મોંઘું નથી થતુ કેમકે દુધ આદિના અધિક હોવાથી દરિદ્રીને પણ ખાનપાનમાં તે મળવાથી થોડુંજ અન્ન ખાવામાં આવે છે, અને અન્ન ઓછું ખાવાથી મળ પણ કમ થાય છે, મળ ઓછો થવાથી દુર્ગંધ પણ થોડી થાય છે, અને દુર્ગંધ સ્વલ્પ હોવાથી વાયુ અને વૃષ્ટિ જળની શુદ્ધિ પણ વિશેષ થાય છે, તેથી રોગોની ન્યૂનતા હોવાથી સર્વને સુખ વધે છે.

તેથી એ ખુલ્લું છે કે ગૌઆદિ પશુઓનો નાશ થવાથી રાજા અને પ્રજાનો પણ નાશ થઇ જાય છે, કેમકે જ્યારે પશુ ઓછાં થાય છે ત્યારે દુધ આદિ પદાર્થ અને ખેતી આદિ કર્મોની પણ ઘટતી થાય છે. જુઓ તેથી, જેટલા મૂલ્યથી જેટલાં દૂધ અને ઘી આદિ પદાર્થ તથા બેલ આદિ પશુ (૭૦૦) સાતસો વર્ષની પૂર્વે મળતાં હતાં. તેટલાં દૂધ, ઘી અને બેલ આદિ પશુ આ સમયે દશગણા મૂલ્યથી પણ મળી શકતાં નથી, કેમકે (૭૦૦) સાતસો વર્ષની પછી આ દેશમાં ગૌઆદિ પશુઓને મારવાવાળા માંસાહારી વિદેશી મનુષ્યો ઘણા આવી વસ્યા છે તેઓ એ સર્વોપકારી પશુઓનાં હાડ માંસને પણ નથી છોડતા તો ( **मूले नष्टे नैव्यपुष्पंफलं न** ) જ્યારે કારણનો નાશ કરી દે તો કાર્ય નષ્ટ કેમ ન થઇ જાય ? હે માંસાહારીઓ, તમે લોક જ્યારે થોડા વખત

પછી પશુ નહીં મળશે ત્યારે મનુષ્યોનું માંસ પણ છોડશો કે નહીં ? હે પરમેશ્વર, તું, જે પશુઓ વિના અપરાધ માર્યા જાય છે તેના પર દયા કેમ નથી કરતો ? શું એમનાપર તારી પ્રીતિ નથી ? શું તેમને માટે તારી ન્યાય સભા બંધ થઈ ગઇ છે ? શા માટે એમની પીડા છોડવવા ઉપર ધ્યાન નથી દેતો ? અને એમનો પોકાર નથી સાંભળતો ? શા સારૂ એ માંસાહારીઓના આત્માઓમાં દયા પ્રકાશ કરી નિષ્ઠુરતા, કઠોરતા સ્વાર્થપણું, અને મૂર્ખતા આદિ દોષો દૂર નથી કરતો ? કે જેથી તેઓ એ બુરાં કામથી બચે.

## अथ समीक्षायां हिंसक रक्षक सम्वादः ।

**હિંસક**—ઇશ્વરે સર્વ પશુ આદિ સૃષ્ટિ મનુષ્યોને માટે રચી છે અને પુરૂષને પોતાની ભક્તિને માટે, એટલા માટે માંસ ખાવામાં દોષ નથી થઇ શકતો

**રક્ષક**--ભાઇ સાંભળો, તમારા શરીરને જે ઇશ્વરે બનાવ્યું છે, શું તેણે પશુ આદિના શરીર બનાવ્યા નથી ? જો તમે કહો કે પશુ આદિ અમારે ખાવાને માટે બનાવ્યાં છે, તો અમે કહી શકિયે છૈયે કે હિંસક પશુઓને માટે તમને એણે રચ્યા છે, કેમકે જેમ તમારૂં ચિત્ત તેમના માંસ ખાવાપર દોડે છે, તેમજ સિંહ ગૃધ્ર આદિનાં ચિત્ત પણ તમારૂં માંસ ખાવાપર દોડે છે, તો તેમને માટે તમે કેમ નહીં ?

**હિં૦**—જુઓ, ઇશ્વરે મનુષ્યોના દાંત પણ માંસાહારી પશુઓની સમાન બનાવ્યા છે, તેથી અમે જાણિયે છૈયે કે મનુષ્યોને માંસ ખાવું ઉચિત્ છે.

**રક્ષ૦**—જે વ્યાઘ્રાદિ પશુઓના દાંતનાં દૃષ્ટાંતથી પોતાનો પક્ષ સિદ્ધ કરવા ચાહે છે, શું તમે પણ તેની તુલ્યજ છો ? જુઓ તમારી મનુષ્ય જાતિ અને એની પશુ જાતિ, તમારા બે પગ અને એના ચાર, તમે વિદ્યા ભણીને સત્યાસત્યનો વિવેક કરી શકો છો અને એઓ નથી કરી શકતા. તથા એ તમારૂં દૃષ્ટાંત પણ યુક્ત નથી કેમકે જો દાંતનું દૃષ્ટાંત લ્યો છો તો વાંદરાના દાંતનું દૃષ્ટાંત કેમ નથી લેતા ? જુઓ વાંદરાના દાંત સિંહ અને બિલ્લી આદિના જેવાજ છે અને તેઓ માંસ કદી પણ નથી ખાતા મનુષ્ય અને વાંદરાની આકૃતિ પણ ઘણી ખરી મળતી છે. જેમ મનુષ્યોને હાથપગ અને નખ આદિ હોય છે તેવાંજ વાંદરાના પણ હોય છે. એટલા માટે પરમેશ્વરે મનુષ્યોને દૃષ્ટાંતથી ઉપદેશ કર્યો છે કે જેમ વાંદરા માંસ કદી પણ નથી ખાતા અને ફલાદિ ખાઇને નિર્વાહ કરે છે, તેમજ તમે પણ કર્યા કરો. જેવું વાંદરાનું દૃષ્ટાંત સાંગોપાંગ મનુષ્યોની સાથે ઘટે છે, તેવું અન્ય કોઇનું નથી ઘટતું. એ માટે મનુષ્યોને ઉચિત્ છે કે માંસ ખાવું સર્વથા છોડી દે.

**હિં૦**—જુઓ, જે માંસહારી પશુ અને મનુષ્ય છે તે બલવાન અને જે માંસ નથી ખાતા તે નિર્બલ હોય છે, તેથી માંસ ખાવું જાઇયે.

**રક્ષ૦**—અલ્પ સમજની વાતો માનીને કંઇ પણ વિચાર કેમ નથી કરતા ? જુઓ સિંહ માંસ ખાય છે. અને સુઅર અથવા અરણા ભેંસા માંસ કદી નથી ખાતા, પરંતુ જો સિંહ ઘણાં મનુષ્યોના સમુદાયમાં પડે તો એક કે બેને મારે અને એક બે ગોળી કે તરવારના પ્રહારથી મરી પણ જાય છે, અને જ્યારે વરાહરૂપ સુઅર અથવા અરણા ભેંસાઓ જે પ્રાણિ સમુદાયમાં પડે છે ત્યારે તે અનેક સવારો અને

મનુષ્યોને મારે છે, અને અનેક ગોળી. બરછી, તથા તલવાર આદિના પ્રહારથી પણ શીઘ્ર પડતો નથી અને સિંહ પણ એનાથી ડરીને અલગ સટકી જાય છે, અને તે સિંહથી નથી ડરતો. અને જો પ્રત્યક્ષ દૃષ્ટાંત જોવા ચાહો તો એક માંસાહારીનું, દૂધ, ઘી અને અન્નાહારી મથુરાના એક મલ્લ ચોબા સાથે બાહુયુધ્ધ થાય. તો અનુમાન થાય છે કે ચોબો માંસાહારીને પટકીને તેની છાતીપર ચઢીજ બેસશે, પુનઃ પરીક્ષા થશે કે શું શું ખાવાથી બલ ન્યૂન અને અધિક થાય છે. ભલા થોડો વિચાર તો કરો કે છિલ્લતાં ખાવાથી અધિક બલ થાય છે કે રસ અને જે સાર છે તે ખાવાથી ? માંસ છિલ્લતાંની સમાન છે અને દૂધ ઘી સાર રસની તુલ્ય છે, માટે જો એને યુક્તિ પૂર્વક ખાય તો માંસથી અધિક ગુણ અને બળકારી થાય છે તો પછી માંસનું ખાવું વ્યર્થ અને હાનિકારક, અન્યાય, અધર્મ અને દુષ્ટ કર્મ કેમ નહી ?

**હિં૦**—જે દેશમાં માંસ સિવાય બીજું કંઈ નથી મળતુ ત્યાં, કે આપત્કાલમાં અથવા રોગ નિવૃત્તિને માટે માંસ ખાવામાં દોષ નથી હોતો.

**રક્ષ૦**—એ આપનું કહેવું વ્યર્થ છે. કેમકે જ્યાં મનુષ્ય રહે છે ત્યાં પૃથિવી અવશ્ય હોય છે, જ્યાં પૃથિવી છે ત્યાં ખેતી કે ફળ ફુલ આદિ થાય છે. અને જ્યાં કંઈ પણ નથી થતું ત્યાં મનુષ્ય પણ નથી રહી શકતાં અને જ્યાં ઉજડ અપકવ ભૂમિ છે ત્યાં મીઠું પાણી અને ફલાહારાદિ ન હોવાથી મનુષ્યોને રહેવું પણ દુર્ઘટ છે. અને વળી આપત્કાળમાં પણ અન્ય ઉપાયોથી નિર્વાહ કરી શકે છે. જેમ માંસને ન ખાવાવાળા કરી શકે છે. અને માંસવિના

રોગોનું નિવારણ પણ ઔષધિઓથી યથાવત્ થાય છે, એ માટે માંસ ખાવું સારૂં નથી.

હિં૦—જો કોઇ પણ માંસ ન ખાય તો પશુઓ એટલાં વધી જાય કે પૃથિવીપર પણ ન સમાય, અને એ માટે તો ઇશ્વરે એમની ઉત્પત્તિ પણ અધિક કરી છે, તો માંસ કેમ ન ખાવું જોઇએ ?

રક્ષ૦—વાહ ! વાહ !! વાહ !!! આ બુદ્ધિનો વિપર્યાસ આપને માંસાહારથીજ થયો હશે. જુઓ મનુષ્યોનું માંસ કોઇ નથી ખાતું, પુનઃ કેમ ન વધી ગયાં ? અને એમની અધિક ઉત્પત્તિ એટલાજ માટે છે કે, એક મનુષ્યના પાલન વ્યવહારમાં અનેક પશુઓની અપેક્ષા છે, અને તે માટેજ ઇશ્વરે એમને અધિક ઉત્પન્ન કર્યાં છે.

હિં૦—એ જેટલા ઉત્તર આપ્યા તે સર્વ વ્યવહાર સંબંધી છે. પરંતુ પશુઓને મારીને માંસ ખાવામાં અધર્મ તો નથી થતો, અને જો થાય છે તો તમને થતો હશે, કેમકે તમારા મતમાં નિષેધ છે, માટે તમે ન ખાઓ અને અમે ખાઇએ, કેમકે અમારા મતમાં માંસ ખાવું અધર્મ નથી.

રક્ષ૦—હમે તમને પૂછીયે છિયે કે ધર્મ અને અધર્મ વ્યવહારમાંજ હોય છે કે અન્યત્ર ? તમે કદી સિદ્ધ નહીં કરી શકશો કે વ્યવહારથી ભિન્ન ધર્માધર્મ હોય છે. જે જે વ્યવહારથી બીજાની હાનિ થાય તે તે અધર્મ, અને જે જે વ્યવહારથી ઉપકાર થાય તે તે ધર્મ કહેવાય છે. તો લાખોને સુખલાભકારક એવા પશુઓનો નાશ કરવો અધર્મ, અને એમની રક્ષાથી લાખોને સુખ પહોંચાડવું એ ધર્મ કેમ નથી માનતા ? જુઓ ચોરી, જારી આદિ કર્મ એટલાજ માટે

અધર્મ છે કે એથી બીજાની હાનિ થાય છે, નહીં તો જે જે પ્રયોજન ધનાદિથી તેના સ્વામી સિદ્ધ કરેછે, તેજ પ્રયોજન તે ચોરાદિનાં પણ સિદ્ધ થાય છે, એ માટે એ નિશ્ચિત છે કે જે જે કર્મ જગતમાં હાનિકારક છે, તે તે અધર્મ અને જે જે પરોપકારક છે તે તે ધર્મ કહેવાય છે. જ્યારે એક મનુષ્યની હાનિ કરવાથી ચોરી આદિ કર્મ પાપમાં ગણો છો, તો ગો આદિ પશુઓને મારીને ઘણાની હાની કરવી એ મહાપાપ કેમ નહી ? જુઓ માંસાહારી મનુષ્યોમાં દયા આદિ ઉત્તમ ગુણ હોતાજ નથી, કિંતુ સ્વાર્થવશ થઇ બીજાની હાનિ કરીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરવામાંજ સદા રહે છે. જ્યારે માંસાહારી કોઇ પુષ્ટ પશુને જુએ છે, ત્યારે તેને ઇચ્છા થાય છે કે આમાં માંસ અધિક છે, મારી ખાઊં તો ઠીક થાય. અને જ્યારે માંસ ન ખાનાર તેને દેખે છે, તો તે પ્રસન્ન થાય છે કે આ પશુ આનંદમાં છે. જેમ સિંહ આદિ માંસાહારી પશુ કોઇનો ઉપકાર તો નથી કરતા, પણ પોતાના સ્વાર્થને માટે બીજાના પ્રાણ લઇ તેનું માંસ ખાઇ અતિ પ્રસન્ન થાય છે, તેમજ માંસાહારી મનુષ્ય પણ થાય છે, એટલા માટે માંસનું ખાવું કોઇ મનુષ્યને ઉચિત્ નથી.

હિં૦—ઠીક, જો એવીજ વાત છે તો જ્યાંસુધી પશુ કામમાં આવે ત્યાંસુધી એનું માંસ ન ખાવું જોઇએ, પણ જ્યારે બુઢા થઇ જાય કે મરી જાય ત્યારે ખાવામાં કંઇ પણ દોષ નથી.

રક્ષ૦—જેવો દોષ ઉપકાર કરવાવાળાં માતા પિતા આદિને વૃદ્ધાવસ્થામાં મારવામાં અને તેનું માંસ ખાવામાં છે, એવોજ એ પશુઓની સેવા ન કરતાં, મારીને માંસ ખાવામાં છે, અને જો મુઆ

પછી તેનું માંસ ખાય, તો તેનો સ્વભાવ માંસાહારી થવાથી અવશ્ય હિંસક થઇને હિંસા રૂપી પાપથી કદી બચી શકશે નહીં. એ માટે કોઇ અવસ્થામાં માંસ ન ખાવું જોઇએ.

**હિં૦**—જે પશુઓ અને પક્ષિઓ અર્થાત્ જંગલમાં રેહેવાવાળાંથી કોઇનો ઉપકાર થતો નથી અને હાનિ થાય છે, તેનું માંસ ખાવું કે નહીં ?

**રક્ષ૦**—ન ખાવું જોઇએ, કેમકે તેઓ પણ ઉપકારમાં આવી શકે છે. જુઓ ૧૦૦ ભંગી જેટલી શુદ્ધિ કરે છે તેનાથી અધિક એક સુઅર કે મુર્ગો અથવા મોર આદિ પક્ષિ, સર્પ આદિની નિવૃત્તિ કરવાથી પવિત્રતા અને અનેક ઉપકાર કરે છે, અને જેમ મનુષ્યોના ખાનપાનમાં બીજાના ખ વા પીવાથી જેટલો અનુપકાર થાય છે તેમ જંગલી માંસાહારીનું અન્ન જંગલી પશુ અને પક્ષિ છે, અને જો વિદ્યા કે વિચારથી સિંહ આદિ વનસ્થ પશુ અને પક્ષિઓ પાસેથી ઉપકાર લે, તો અનેક પ્રકારના લાભ તેનાથી પણ થઇ શકે છે. એ કારણ માટે માંસાહારનો સર્વથા નિષેધ થવો જોઇએ. ભલા જેનું દૂધ આદિ ખાવા-પીવામાં આવે છે, તે માતા પિતાની સમાન માનનીય કેમ ન હોવાં જોઇએ ? ઇશ્વરની સૃષ્ટિથી પણ વિદિત થાય છે કે મનુષ્યો કરતાં પશુ અને પક્ષિ આદિ અધિક રેહેવાથી કલ્યાણ છે, કેમકે ઇશ્વરે મનુષ્યોના ખાવાપીવાના પદાર્થો કરતાં પણ પશુ અને પક્ષિઓના ખાવા પીવાના પદાર્થ ઘાસ, વૃક્ષ, ફુલ ફલાદિ અધિક રચ્યા છે, અને તે ખેડયા અને સીંચ્યા વગર જમીનપર સ્વયં ઉત્પન્ન થાય છે, અને ત્યાં વૃષ્ટિ પણ થાય છે, માટે સમજી લેજો કે ઇશ્વરનો અભિપ્રાય તેમને મારવામાં નહીં કિંતુ રક્ષાજ કરવામાં છે.

હિં૦—જે મનુષ્ય પશુને મારીને માંસ ખાય તેને પાપ થાય છે, અને જે વેચાતું માંસ મૂલ્યથી લે, કે ભૈરવ, ચામુંડા, દુર્ગા, જખૈયા, વામ માર્ગ, અથવા યજ્ઞ આદિની રીતિથી ચહડાવી સમર્પણ કરીને ખાય, તો તેને પાપ ન થવું જોઇએ, કેમ કે તે વિધિ કરીને ખાય છે.

**રક્ષ૦**—જો કોઇ માંસ ન ખાય, ન ઉપદેશ કરે, અને ન અનુમત્તિ આદિ દે, તો પશુ આદિ કદી મારવામાં ન આવે. કેમ કે એ વ્યવહારમાં બહકાવટ, લાભ, અને વિક્રી ન થાય તો પ્રાણિઓને મારવુંજ બંધ થઈ જાય. એમાં પ્રમાણ પણ છે.

**अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।**
**संस्कर्त्ता चोपहर्त्ता च खादकश्चेति घातकाः ॥ १ ॥**

**અર્થ**—અનુમતિ ( મારવાની સલાહ ) દેવાવાળા, માંસને કાપવાવાળા, પશુઆદિને મારવાવાળા, એમને મારવા માટે લેવા અને વેચવાવાળા, માંસને પકાવવા, પીરસવા, અને ખાવાવાળા, એ ૮ આઠ મનુષ્ય ઘાતક હિંસક અર્થાત્ એ સર્વ પાપકારી છે. અને ભૈરવ આદિના નિમિત્તથી પણ માંસ ખાવું, અને મારવું કે મરાવવું મહાપાપ કર્મ છે. એટલાજ માટે દયાળુ પરમેશ્વરે વેદોમાં માંસ ખાવા કે પશુઆદિને મારવાની વિધિ લખી નથી. મદ્ય પણ માંસ ખાવાનુંજ કારણ છે, માટે અહિંયાં સંક્ષેપથી થોડુંક લખ્યું છે.

**પ્રમત્ત**—કહોજી માંસ તો છુટયું તે છુટયું, પરંતુ મદ્ય પીવામાં તો કંઇ પણ દોષ નથી ?

**શાંત**—મદ્ય પીવામાં પણ એવાજ દોષ છે, જેવા કે માંસ ખાવામાં. મનુષ્ય મદ્ય પીવાથી નશાના કારણે નષ્ટ બુદ્ધિ થઇને અકર્ત્તવ્ય

કરી લે છે, અને કર્ત્તવ્યને છોડી દે છે ન્યાયનો અન્યાય અને અન્યાયનો ન્યાય, આદિ વિપરીત કર્મો કરે છે અને મદ્યની ઉત્પત્તિ વિકૃતિ પદાર્થોથી થાય છે, તેથી તે પીનાર માંસાહારી અવશ્ય થઇ જાય છે, માટે એના પીવાથી આત્મામાં વિકાર ઉત્પન્ન થાય છે. અને જે મદ્ય પીયે છે તે વિદ્યાદિ શુભ ગુણોથી રહિત થઇને તે દોષોમાં ફસાઇને, પોતાનાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ફલોને છોડી, પશુવત આહાર, નિંદ્રા, ભય મૈથુન આદિ કર્મોમાં પ્રવૃત્ત થઇને પોતાના મનુષ્ય જન્મને વ્યર્થ કરી દે છે. એ માટે નશા અર્થાત્ મદકારક દ્રવ્યોનું સેવન પણ ન કરવું જોઇયે. જેમ મદ્ય તેમજ ભાંગ આદિ પદાર્થ પણ માદક છે, માટે એનું સેવન પણ કદી ન કરવું, કેમકે એ પણ બુદ્ધિનો નાશ કરીને પ્રમાદ, આલસ્ય અને હિંસા આદિમાં મનુષ્યને લગાડી દે છે. એ માટે મદ્યપાનની સમાન એનો પણ સર્વથા નિષેધજ છે.

એ માટે હે ધાર્મિક સજ્જન લોકો ! આપ એ પશુઓની રક્ષા તન, મન, અને ધનથી કેમ નથી કરતા? હાય ! મોટા શોકની વાત છે કે જ્યારે હિંસક લોક ગાય બકરાં આદિ પશુ અને મોર આદિ પક્ષિઓને મારવા માટે લઇ જાય છે, ત્યારે તે અનાથ તમને હમને જોઇને રાજા અને પ્રજા પર મોટો શોક પ્રકાશિત કરે છે, કે " જુઓ હમને વિના અપરાધ બુરા હાલથી મારે છે અને હમે રક્ષા કરવા તથા મારવાવાળાને પણ દૂધ આદિ અમૃત પદાર્થ દેવાને માટે ઉપસ્થિત રહેવા ચાહીએ છૈયે અને માર્યા જવું ચહાતા નથી. જુઓ હમ લોકોનું સર્વસ્વ પરોપકારને માટે છે. અને હમે એટલાજ માટે પુકારીયે છૈયે કે હમને આપ લોક બચાવો. હમે તમારી ભાષામાં પોતાનું દુઃખ સમજાવી શકતાં નથી, આપલોક હમારી ભાષા જાણતા નથી, નહીં તો

શું હમારામાંથી કોઇને કોઇ મારતે તો હમે પણ આપ લોકોની સદશ પોતાને મારવાવાળાને ન્યાય વ્યવસ્થાથી ફાંસીપર ચહડાવરાવી દેતે નહીં? હમે આ વખતે અતીવ કષ્ટમાં છૈયે, કેમકે કોઇ પણ હમને બચાવવામાં ઉદ્યત નથી થતું, અને જો કોઇ થાય છે તો તેનાથી માંસાહારી દ્વેષ કરે છે. અસ્તુ! તે સ્વાર્થને માટે દ્વેષ કરો તો કરો કેમકે (**स्वार्थी दोषन्न पश्यति**) જે સ્વાર્થ સાધવામાં તત્પર છે, તે પોતાના દોષો પર ધ્યાન દેતો નથી. કિંતુ બીજાની હાનિ થાય તો થાઓ, પણ મને સુખ થવું જોઇએ. પરંતુ જે ઉપકારી છે, તે અમને બચાવવામાં અત્યંત પુરૂષાર્થ કરે, જેમકે આર્યલોક સૃષ્ટિના આરંભથી આજ સુધી વેદોક્ત રીતિથી પ્રશંસનિય કર્મ કરતા આવ્યા છે, તેમજ સર્વ ભૂગોલસ્થ સજ્જન મનુષ્યોને કરવું ઉચિત્ છે.

ધન્ય છે આર્યાવર્ત્ત દેશવાસી આર્ય લોકોને કે જેમણે ઇશ્વિરની સૃષ્ટિ ક્રમાનુસાર પરોપકારમાંજ પોતાનાં તન, મન, ધન લગાડયાં, અને લગાડે છે. એનેજ માટે આર્યાવર્ત્તીય રાજા, મહારાજા, પ્રધાન, અને ધનાઢય લોક અરધી પૃથ્વીમાં જંગલ રાખતા હતા, કે જેથી પશુ અને પક્ષિઓની રક્ષા થઇને ઓષધિઓનો સાર જે દુધ આદિ પવિત્ર પદાર્થ તે ઉત્પન્ન થાય, જેને ખાવા પીવાથી આરોગ્ય, બુદ્ધિબળ, પરાક્રમ આદિ સદ્ગુણ વધે, અને વૃક્ષોનું અધિક હોવાથી વર્ષાજલ અને વાયુમાં આર્દ્રતા અને શુદ્ધિ અધિક થાય છે; પશુ અને પક્ષિ આદિના અધિક હોવાથી ખાતર પણ અધિક થાય છે. પરંતુ આ સમયના મનુષ્યોનો એથી વિપરીત વ્યવહાર છે, કે જંગલો કાપી અને કપાવી નાંખવાં, પશુઓને મારી અને મરાવી ખાવાં, અને વિષ્ટા આદિનું ખાતર ખેતરમાં નાંખી અથવા નંખાવીને રોગોની વૃદ્ધિ કરીને સંસારનું અહિત કરવું, સ્વપ્રયો-

જન સાધવું, અને પરપ્રયોજનપર ધ્યાન ન દેવું, ઇત્યાદિ કામ ઉલટાં છે. (विषादप्यमृतङ्ग्राह्यम्) સત્પુરૂષોનો એજ સિદ્ધાન્ત છે કે વિષથી પણ અમૃત લેવું, એજ પ્રકારે ગાય આદિનું માંસ વિષવત્ મહા રોગકારી, તેને છોડીને તેનાંથી ઉત્પન્ન થયેલાં દૂધ આદિ અમૃત રોગનાશક છે, તેને લેવાં, અત એવ એની રક્ષા કરીને વિષત્યાગી, અને અમૃતભોજી, સર્વને થવું જોઇએ. સાંભળો બંધુવર્ગો ! કે તમારાં તન મન અને ધન ગાય આદિના રક્ષા રૂપ પરોપકારમાં ન લાગે તો તે શું કામનાં છે ? જુઓ, પરમાત્માનો સ્વભાવ કે જેણે સઘળું વિશ્વ અને સર્વ પદાર્થ પરોપકારનેજ માટે રચી રાખ્યા છે; તેમ તમે પણ પોતાનાં તન. મન, ધન, પરોપકારનેજ માટે અર્પણ કરો. મોટા આશ્ચર્યની વાત છે, કે પશુઓને પીડા ન થવાને માટે ન્યાય પુસ્તકમાં વ્ય સ્થા પણ લખી છે, કે જે પશુ દુર્બળ અને રોગી હોય તેને કષ્ટ દેવામાં આવે નહીં, અને જેટલો બોજો તે સુખ પૂર્વક ઉઠાવી શકે, તેટલોજ તેનાપર લાધવામાં આવે.

શ્રીમતી રાજરાજેશ્વરી શ્રીવિક્ટોરિયા મહારાણીનું વિજ્ઞાપન પણ પ્રસિદ્ધ છે, કે એ અવ્યક્ત વાણી પશુઓને જે જે દુ:ખ દેવાય છે, તે તે દેવામાં આવે નહીં. જો એજ વાત છે, કે પશુઓને જે જે દુ:ખ દેવાય છે, તે તે ન દેવામાં આવે, તો શું ભલા, મારી નાંખવાથી પણ અધિક કોઇ દુ:ખ હોય છે ? શું ફાંસીથી અધિક દુ:ખ બંદીખાનામાં હોય છે ? જો કોઇ અપરાધીને પૂછવામાં આવે કે તું ફાંસી ચહડવામાં પ્રસન્ન છે કે બંદીખાને રહેવામાં. ? તો તે સ્પષ્ટ કહેશે કે ફાંસીમાં નહીં કિંતુ બંદીખાને રહેવામાં. અને જો કોઇ મનુષ્ય ભોજન કરવાને ઉપસ્થિત હોય, તેની આગળથી ભોજનના પદાર્થ ઉઠાવી લેવામાં આવે, અને તેને ત્યાંથી દૂર કરવામાં આવે તો શું તે સુખ માનશે ? એવીજ

રીતે આજકાલના સમયમાં કોઇ ગાય આદિ પશુ સરકારી જંગલમાં જઇને ઘાસ અને પાંતરાં, જે કે તેમનાજ ભોજનાર્થે છે, તે મહેસુલ દીધાં વગર ખાય કે ખાવા જાય, તો બિચારાં તે પશુઓ અને તેમના સ્વામીઓની દુર્દશા થાય છે. જંગલમાં આગ લાગી બળી જાય તો કંઇ ચિંતા નહીં, પણ તે પશુ ન ખાવા પામે. હમે કહીયે છિયે કે કોઇ અતિ ક્ષુધાતુર રાજા કે રાજ પુરૂષની સામે આવેલાં ચોખા આદિ કે દાળ રોટલી આદિ છીનવી લઇને તેને ન ખાવા દે, અને તેની દુર્દશા કરવામાં આવે, તો એને દુઃખ વિદિત નહીં થશે? શું એમ તે પશુ પક્ષિઓ અને તેમના સ્વામીઓને નહીં થતું હોય? ધ્યાન દઇને સાંભળો, કે જેવું દુઃખ સુખ આપણને થાય છે, તેવુંજ બીજાઓને પણ સમજ્યા કરો. અને આ પણ ધ્યાનમાં રાખજો કે તે પશુઆદિ, અને તેમના સ્વામી, તથા ખેતી આદિ કર્મ કરવાવાળા પ્રજાના પશુઆદિ અને તે મનુષ્યોના અધિક પુરૂષાર્થથીજ રાજાનું એશ્વર્ય અધિક વધે અને ન્યુનાથી નષ્ટ થઇ જાય છે. એટલાજ માટે રાજા પ્રજા પાસેથી કર લે છે, કે તેમની રક્ષા યથાવત્ કરી શકે. નહીં કે રાજા અને પ્રજાના જે સુખના કારણ ગાય આદિ પશુ છે, તેમનો નાશ કરવામાં આવે. એ માટે આજસુધી જે થયું તે થયું. આગળ આંખો ખોલીને સર્વને હાનિકારક કર્મો ન કરો, અને ન કરવા દો હા, હમ લોકોનું એજ કામ છે કે આપ લોકોને ભલાઇ અને બુરાઇનાં કામો બતાવી દઇયે, અને આપ લોકોનું એજ કામ છે કે પક્ષપાત છોડી સર્વની રક્ષા અને ચઢતી કરવામાં તત્પર રહે. સર્વશક્તિમાન જગદીશ્વર હમારા અને તમારા પર પૂર્ણ કૃપા કરે, કે જેથી હમે અને તમે વિશ્વના હાનિકારક કર્મોને છોડીને સર્વોપકારક કામો કરીને સર્વ લોક આનંદમાં રહીયે. આ સર્વ વાતોને

સાંભળીને નાખી દેવી નહિં કિંતુ સાંભળીને રાખવી, અને એ અનાથ પશુઓના પ્રાણોને શીઘ્ર બચાવવા.

હે મહારાજાધિરાજ જગદીશ્વર ! જો એમને કોઇ ન બચાવે, તો આપ એમની રક્ષા કરવામાં અને હમારી પાસેથી કરાવવામાં શીઘ્ર ઉદ્યત થજો.

ઇતિ સમિક્ષા.

## એ સભાના નિયમ.

૧ સર્વ વિશ્વને વિવિધ સુખ પહોંચાડવું, એ આ સભાનો મુખ્ય ઉદ્દેશ છે. કોઇની હાનિ કરવી પ્રયોજન નથી.

૨ જે જે પદાર્થ સૃષ્ટિક્રમાનુકૂળ જે જે પ્રકારે અધિક ઉપકારમાં આવે, તે તે વડે આપ્તાભિપ્રાયાનુસાર યથાયોગ્ય સર્વહિત સિદ્ધ કરવું, એ આ સભાનો પરમ પુરૂષાર્થ છે.

૩ જે જે કર્મોથી ઘણી હાનિ અને થોડો લાભ થાય તેને સભા કર્ત્તવ્ય સમજતી નથી.

૪ જે જે મનુષ્ય આ પરમ હિતકારી કાર્યમાં તન, મન, અને ધનથી પ્રયત્ન અને સહાયતા કરે, તે તે આ સભામાં પ્રતિષ્ઠાને યોગ્ય થાય.

૫ જો કે આ કાર્ય સર્વહિતકારી છે, એટલા માટે એ સભા ભૂગોલસ્થ મનુષ્ય જાતિ પાસેથી સહાયતાની પૂરી આશા રાખે છે.

૬ જે જે સભા દેશ દેશાંતર અને દ્વીપ દ્વીપાંતરમાં પરોપકારજ કરવો અભીષ્ટ રાખે છે, તે તે આ સભાની સહાયકારિણી સમજવામાં આવશે.

૭ જે જે જન રાજનીતિ કે પ્રજાના અભિષ્ટથી વિરૂદ્ધ, સ્વાર્થી ક્રોધથી અને અવિદ્યાદિ દોષોથી પ્રમત્ત થઇને રાજા અને પ્રજાને માટે અનિષ્ટ કર્મ કરે, તેને તેને આ સભાના સંબંધી સમજવામાં આવે નહીં.

## ઉપનિયમ.

૧ આ સભાનું નામ " ગોકૃષ્યાદિરક્ષિણી " છે.

## ઉદ્દેશ.

૨ આ સભાનો ઉદ્દેશ એજ છે, જે કે એના નિયમોમાં વર્ણવેલો છે,

૩ જે લોક આ સભામાં નામ લખાવવા ચાહે* અને એના ઉદ્દેશાનુકૂળ આચરણ કરવા ચાહે તેઓ આ સભામાં પ્રવિષ્ટ થઇ શકે છે, પરંતુ તેની ઉંમર ૧૮ વર્ષથી ઓછી ન હોય. જે લોકો એ સભામાં પ્રવિષ્ટ હોય, તેઓ ગોરક્ષક સભાસદ કહેવાશે.

૪ જેનું નામ એ સભામાં સદાચારથી એક વર્ષ સુધી રહ્યું હોય, અને તે પોતાની ઉપજનું સતાંશ કે અધિક માસિક કે વાર્ષિક એ સભાને આપે તે ગોરક્ષક સભાસદ થઇ શકે છે. અને સંમત્તિ દેવાનો અધિકાર કેવળ ગોરક્ષક સભાસદોનેજ રહેશે.

---

* એ સભામાં નામ લખાવવાને માટે મંત્રીની પાસે આ પ્રકારનો પત્ર મોકલવો જોઇએ કે હું પ્રસન્નતા પૂર્વક આ સભાના ઉદ્દેશાનુકૂળ ( જે કે નિયમોમાં વર્ણવેલું છે તે પ્રમાણે ) આચરણ સ્વીકાર કરૂં છું. મારૂં નામ એ સભામાં લખી લેશો. પરંતુ અન્તરંગ સભાને અધિકાર રહેશે, કે કંઇ વિશેષ હેતુથી એનું નામ આ સભામાં લખવું સ્વીકાર કરે નહીં.

અ. ગોરક્ષક સભાસદ બનવા માટે "ગોકૃષ્યાદિરક્ષિણી" સભામાં વર્ષ સુધી નામ રહેવાનો નિયમ કોઇ યુક્તિને માટે અંતરંગ સભા શિથિલ પણ કરી શકે છે, આ સભામાં વર્ષ સુધી રહીને ગોરક્ષક સભાસદ બનવાનો નિયમ "ગોકૃષ્યાદિરક્ષિણી" સભાના બીજા વર્ષથી કામ આવશે.

બ. રાજા, સરદાર અને મ્હોટા મ્હોટા સાહુકાર આદિને આ સભાના સભાસદ બનવા માટે સતાંશજ દેવું અવશ્યક નથી. તેઓ એક વાર કે માસિક અથવા વાર્ષિક પોતાના ઉત્સાહાનુસાર દઇ શકે છે.

જ. અંતરંગ સભા કોઇ વિશેષ હેતુથી ચન્દા (ફંડ) ન દેવાવાળા પુરૂષને પણ ગોરક્ષક સભાસદ બનાવી શકે છે

૬. નીચે લખેલી વિશેષ દશાઓમાં જેઓ ગોરક્ષક સભાસદ ન બન્યા હોય, તે સભાસદોની પણ સંમતી લેવામાં આવી શકે છે.

૧ જ્યારે નીયમોમાં ન્યુનાધિક શોધન કરવું હોય.

૨ જ્યારે કે વિશેષ અવસ્થામાં અંતરંગ સભા તેમની સંમતિ લેવા યોગ્ય અને આવશ્યક સમજે.

૩ જે એ સભાના ઉદ્દેશથી વિરૂદ્ધ કર્મ કરશે તે ન તો ગોરક્ષક અને ન તો ગોરક્ષકસભાસદ ગણવામાં આવશે.

૪ ગોરક્ષક સભાસદ બે પ્રકારના થશે. એક સાધારણ અને બીજા માનનીય. માનનીય ગોરક્ષક સભાસદ તેઓ થશે કે જેઓ સતાંશ, રૂ ૧૦ માસિક, કે એનાથી અધીક દે, અથવા એકવાર રૂ ૨૫૦ દે, અથવા જેને અંતરંગ સભા વિદ્યા આદિ શ્રેષ્ઠ ગુણોથી માનનીય સમજે.

૫ એ સભા બે પ્રકારની થશે, એક સાધારણ, બીજી અંતરંગ.

૬ સાધારણ સભા ત્રણ પ્રકારની થાય. એક માસિક બીજી છમાસિક અને ત્રીજી નૈમિત્તિક.

૭ "માસિક સભા" પ્રતિમાસ એકવાર થયા કરે તેમાં મહીના સુધીની આવક, જાવક અને સભાના કાર્ય કર્તાઓની ક્રિયાઓનું વર્ણન કરવામાં આવે, જે કે કથન યોગ્ય હોય.

૮ "છમાસિક સભા" કાર્તિક અને વૈશાખના અંતમાં થયા કરે, તેમાં આપ્તોક્ત વિચાર, માસિક સભાના કાર્ય, અને પ્રત્યેક પ્રકારની આવક જાવક સમજવા અને સમજાવવામાં આવે.

૯ "નૈમિત્તિક સભા" જ્યારે કદી મંત્રી, પ્રધાન અને અંતરંગ સભા આવશ્યક કાર્ય જાણે, તેજ વખતે આ સભા થાય. અને તેમાં વિશેષ કાર્યોનો પ્રબંધ થાય.

૧૦ "અતરંગ સભા" સભાના સર્વ કાર્ય પ્રબંધને માટે એક અંતરંગ સભા નિયત કરવામાં આવે, અને એમાં ત્રણ પ્રકારના સભાસદ થાય, એક પ્રતિનિધિ, બીજા પ્રતિષ્ટિત અને ત્રીજા અધિકારી.

૧૧ પ્રતિનિધિ સભાસદ પોતપોતાના સમુદાયોના પ્રતિનિધિ થશે, અને તેમને તેમનો સમુદાય નિયત કરશે. કોઇ સમુદાય જ્યારે ચાહે, ત્યારે પોતાના પ્રતિનિધિને બદલી શકે છે.

૧૨ પ્રતિનિધિ સભાસદોનાં વિશેષ કાર્ય આ થશે.

અ* પોતપોતાના સમુદાયની સંમતિથી પોતાને જાણીતા રાખવા.

બ* પોતપોતાના સમુદાયોને અંતરંગ સભાનાં જે કાર્ય પ્રગટ કરવા યોગ્ય હોય, તે બતાવવા.

જ* પોતપોતાના સમુદાયોમાંથી ચંદો ઉઘરાવી કોષાધ્યક્ષને આપવો.

૧૩ પ્રતિષ્ઠિત સભાસદ વિશેષ ગુણોને માટે પણ વાર્ષિક, નૈમિત્તિક, અને સાધારણ સભામાં નિયત કરવામાં આવે. પ્રતિષ્ઠિત સભાસદ અંતરંગ સભામાં એક ત્રતીયાંશથી અધિક ન હોય.

૧૪ પ્રતિ વૈશાખની સભામાં અંતરંગ સભાના પ્રતિષ્ઠિત અને અધિકારી, વાર્ષિક સાધારણ સભામાં ફરીથી નીયત કરવામાં આવે. અને કોઇ જુના પ્રતિષ્ઠિત અને અધિકારી, પુનર્વાર નિયુક્ત થઇ શકે છે.

૧૫ જો વર્ષની પહેલાં કોઇ પ્રતિષ્ટિત અને અધિકારીનું સ્થાન રિક્ત (ખાલી) હોય તો અંતરંગ સભા પોતેજ તેના સ્થાન પર કોઇ બીજા યોગ્ય પુરુષને નિયત કરી શકે છે.

૧૬ અંતરંગ સભા કાર્યના પ્રબંધ નિમિત્ત ઉચિત વ્યવસ્થા કરી શકે છે. પરંતુ તે નિયમો અને ઉપનીયમોથી વિરૂદ્ધ ન હોય.

૧૭ અંતરંગ સભા કોઇ વિશેષ કાર્ય કરવા અને સોચવાને માટે પોતામાંના સભાસદો અને વિશેષ ગુણ ધરાવવા વાળા સભાસદોને મેળવીને ઉપસભા નિયત કરી શકે છે.

૧૮ અંતરંગ સભાનો કોઇ પણ સભાસદ મંત્રીને એક અઠવાડીયાં પહેલાં વિજ્ઞાપન દઇ શકે છે, કે અમુક વિષય સભામાં નિવેદન કરવામાં આવે, અને તે વિષય પ્રધાનની આજ્ઞાનુસાર નિવેદન કરવામાં આવે. પરંતુ જે વિષયનું નિવેદન કરવામાં અંતરંગ સભાના પાંચ સભાસદ સંમતિ દે, તે અવશ્ય નિવેદન કરવોજ પડે.

૧૯ બબ્બે અઠવાડીયાં પછી અંતરંગ સભા અવશ્ય થયા કરે, અને મંત્રી તથા પ્રધાનની આજ્ઞાથી અથવા જ્યારે અંતરંગ સભાના પાંચ સભાષદ મંત્રીને પત્ર લખે ત્યારે, પણ થઇ શકે છે.

૨૦ અધિકારી છ પ્રકારના થશે. ૧ પ્રધાન, ૨ ઉપપ્રધાન, ૩ મંત્રી, ૪ ઉપમંત્રી, ૫ કોષાધ્યક્ષ. ૬ પુસ્તકાધ્યક્ષ;

એમાં 'મંત્રી' 'કોષાધ્યક્ષ, 'પુસ્તકાધ્યક્ષ' એમના અધિકારો પર આવશ્યકતા હોવાથી એક કરતાં અધિક પણ નિયત થઈ શકે છે. જ્યારે કોઈ અધિકાર પર એકથી અધિક નિયત થાય, તો અંતરંગ સભા તેમને કાર્ય વહેંચી આપે.

## પ્રધાન.

૨૧ પ્રધાનનાં નિમ્ન લિખિત ( નિચે લખેલાં ) અધિકાર અને કામ હોય.

૧ પ્રધાન, એને અંતરંગ સભા આદિ સર્વ સભાઓનો સભાપતિ સમજવામાં આવે.

૨ તે સદા સભાના સર્વ કાર્યોના યથાવત્ પ્રબંધ અને સર્વથા ઉન્નતિ અને રક્ષા કરવામાં તત્પર રહે, સભાનું પ્રત્યેક કાર્ય નિયમાનુસાર કરવામાં આવે છે કે નહીં તે તપાસે, અને પોતે નિયમાનુસાર ચાલે.

૩ જો કોઈ વિષય કઠણ અને આવશ્યક પ્રતીત હોય ( જણાય ) તો તેનો યથોચિત્ પ્રબંધ તત્કાળ કરે, અને તેની હાનિમાં એ પોતેજ ઉત્તર દે.

૪ પ્રધાન પોતાના પ્રધાનત્વને કારણે સર્વ ઉપસભાઓ જે અંતરંગ સભા સંસ્થાપન કરે, તેનો સભાસદ થઇ શકે છે.

## ઉપપ્રધાન.

૨૨ એનું આ કાર્ય કર્ત્તવ્ય છે—પ્રધાનની અનુપસ્થિતિમાં તેનો પ્રતિનિધિ થાય, યદિ બે કે અધિક ઉપપ્રધાન હોય, તો સભાની સંમતિને અનુસાર તેઓમાંથી કોઇ એકને પ્રતિનિધિ કરવામાં આવે, પરંતુ સભાના સર્વ કાર્યોમાં પ્રધાનને સહાયતા દેવી, એ એનું મુખ્ય કાર્ય છે.

## મંત્રી.

૨૩ "મંત્રી" નાં નિમ્ન લિખિત ( નીચે લખેલાં ) અધિકાર અને કામ છે.

૧ અંતરંગ સભાની આજ્ઞાનુસાર સભાની તરફથી સર્વની સાથે પત્ર વ્યવહાર રાખવો.

૨ સભાઓના વૃત્તાંત લખવા, અને બીજી સભા થવાની પહેલાંજ પૂર્વ વૃત્તાંત પુસ્તકમાં લખવો અગર લખાવવો.

૩ માસિક અંતરંગ સભામાં જે ગોરક્ષક અથવા ગોરક્ષકસભાસદો ગઇ છેલ્લી માસિક સભા પછી સભામાં પ્રવિષ્ઠ કે તેથી પૃથક થયા હોય, તેમનાં નામ વાંચી સંભળાવવાં.

૪ સામાન્ય રીતે પ્રત્યેકનાં કામ ઉપર દૃષ્ટિ રાખવી. અને સભાના નિયમ ઉપનિયમ, અને વ્યવસ્થાઓના પાલન પર ધ્યાન રાખવું.

૫ એ વાતનું પણ ધ્યાન રાખવું કે પ્રત્યેક ગોરક્ષક સભાસદ કોઇ ને કોઇ પણ સમુદાયમાં હોય, અને એનું પણ ધ્યાન રાખવું કે જેને પ્રત્યેક સમુદાયે પોતાની તરફથી અંતરંગ સભામાં પ્રતિનિધિ કરેલો હોય

૬ પહેલાં વિજ્ઞાપન દીધા પ્રમાણે માન્ય પુરૂષોને સત્કાર પૂર્વક બેસાડવા.

૭ પ્રત્યેક સભામાં નિયત કાળે આવવું અને બરાબર રહેવું.

## કોશાધ્યક્ષ.

૨૪ "કોષાધ્યક્ષ" ના નીચે લખેલાં કામ અને અધિકાર છે.

૧ સભાની સઘળી આવકને લેવી, તેની રસીદ આપવી, અને તેને યથોચીત્ રાખવી.

૨ કોઇને અંતરંગ સભાની આજ્ઞા વિના રૂપિયા ન આપવા, કિંતુ મંત્રી અને પ્રધાનને પણ એ પ્રમાણથી આપે, કે જેટલા અંતરંગ સભાએ તેને માટે નિયત કર્યા હોય, અધિક ન આપવા. અને એ ધનના ઉચિત્ વ્યયને માટે જેને દ્વારે તે વ્યય થયો હોય તેજ આધિકારી તેનો ઉત્તરદાતા હોય.

૩ સઘળા ધનના વ્યયની રીતિ પૂર્વક ખાતાવહી રાખવી, અને પ્રતિ માસ અંતરંગ સભામાં ખાતાવહી સમેત હિસાબ, તપાસ અને સ્વીકારને માટે નિવેદન કરવો.

## પુસ્તકાધ્યક્ષ.

૨૬ "પુસ્તકાધ્યક્ષ' નાં અધિકાર અને કાર્ય એ છે, કે પુસ્તકાલયમાં સભાનાં સ્થિર અને વિક્રયનાં પુસ્ત હોય, તે સઘળાંની રક્ષા કરે. અને પુસ્તકાલય સંબંધી હિસાબ પણ રાખે, તથા પુસ્તકો લેવા દેવાનું કાર્ય પણ કરે.

## મિશ્રિત નિયમ.

૨૬ સર્વ ગોરક્ષક સભાસદોની સંમતિ નિમ્ન લિખિત દશાઓમાં લેવામાં આવે.

૧ અંતરંગ સભાનો એ નિશ્ચય હોય કે કોઇ સાધારણ સભાના સિદ્ધાંત પર નિશ્ચય ન કરવો જોઇએ, કિંતુ ગોરક્ષક સભાસદોની સંમતિ જાણવી જોઇએ.

૨ સર્વ ગોરક્ષક સભાસદોનો પાંચમો કે અધિક અંશ એ નિમિત્ત મંત્રીની પાસે પત્ર લખી મોકલે.

૩ જ્યારે ઘણાક વ્યય સંબંધી કે પ્રબંધ સંબંધી, કે નિયમ અથવા વ્યવસ્થા સંબંધી કંઇ મુખ્ય વિચારાદિ કરવો હોય, અથવા જ્યારે અંતરંગ સભા સર્વ ગોરક્ષક સભાસદોની સંમતિ જાણવા ચાહે.

૨૭ જો કોઇ સભામાં થોડાક કાળને માટે કોઇ અધિકારી ઉપસ્થિત ન હોય, તો તે સમયને માટે કોઇ યોગ્ય પુરૂષને અંતરંગ સભા નિયત કરી શકે છે.

૨૮ યદિ કોઇ અધિકારીના સ્થાન પર વાર્ષિક સાધારણ સભામાં કોઇ પુરૂષ નિયત ન કરવામાં આવે, તો જ્યાં સુધી તેના સ્થાન પર કોઇને નિયત ન કરવામાં આવે ત્યાંસુધી તેજ અધિકારી પોતાનું કામ કરતો રહે,

૨૯ સઘળી સભા અને ઉપસભાનું વૃત્તાંત લખાયા કરે અને તેને સર્વ ગોરક્ષક સભાસદ જોઇ શકે છે.

૩૦ સઘળી સભાઓનાં કાર્યોનો ત્યારે આરંભ થાય કે જ્યારે એક તૃતીયાંશ સભાસદ ઉપસ્થિત હોય,.

૩૧ સઘળી સભાઓ અને ઉપસભાઓનાં બધાં કામ બહુપક્ષાનુસાર નિશ્ચિત થાય.

૩૨ આવકનો દશાંશ સમુદાયમાં રાખવામાં આવે.

૩૩ સર્વ ગોરક્ષક અને ગોરક્ષક સભાસદોને આ સભાની ઉપયોગી વેદાદિ વિદ્યા જાણવી અને જણાવવી જોઇએ.

૩૪ સર્વ ગોરક્ષક અને ગોરક્ષક સભાસદોને ઉચિત્ છે કે લાભ અને આનંદ સમયમાં સભાની ઉન્નતિને માટે ઉદારતા અને પૂર્ણ પ્રેમ દૃષ્ટિ રાખો.

૩૫ સર્વ ગોરક્ષક અને ગોરક્ષક સભાસદોને ઉચિત્ છે કે શોક અને દુઃખના સમયમાં પરસ્પર સહાયતા કરે, અને આનંદોત્સવમાં નિમંત્રણ પર સહાયક થઇ છોટાઇ મોટાઇ ન ગણે.

૩૬ કોઇ ગોરક્ષક ભાઇ કોઇ હેતુથી અનાથ થઇ જાય અથવા કોઇની સ્ત્રી વિધવા થાય અથવા સંતાન અનાથ થઇ જાય, અર્થાત તેમનું જીવન ન થઇ શકતું હોય, અને જો ગોકૃષ્યાદિ રક્ષિણી સભા તેને નિશ્ચિત જાણિ લે, તો એ સભા તેની રક્ષામાં યથા શક્તિ યથોચિત્ પ્રબંધ કરે,

૩૭ યદિ ગોરક્ષક સભાસદોમાં કોઇનો પરસ્પર ઝગડો હોય, તો તેને ઉચિત્ છે કે તે પોતાતામાં સમજી લે, અથવા ગોરક્ષક સભાસદોની ન્યાય ઉપસભા દ્વારા તેનો ન્યાય કરાવી લે. પરંતુ અશકયા અવસ્થામાં રાજનીતિ દ્વારા પણ ન્યાય કરાવી લે.

૩૮ આ ગોકૃષ્યાદિ રક્ષિણી સભાના વ્યવહારમાં જે જે લાભ થાય, તે તે સર્વ હિતકારી કામમાં લગાડવામાં આવે, કિંતુ એ મહાધનનો તુચ્છ કાર્યમાં વ્યય કરવામાં આવે નહીં. જે કોઇ આ ગોકૃષ્યાદિની

રક્ષાને માટે જે ધન છે, એને ચોરીથી અપહરણ કરશે, તે ગોહત્યાનું પાપ લાગવાથી આ લોક અને પરલોકમાં અવશ્ય મહા દુઃખ ભાગી થશે.

૩૯ સંપ્રતિ આ સભાના ધનનો વ્યય ગોઆદિ પશુ લેવામાં, તેનું પાલણ કરવામાં જંગલ અને ઘાસ ખરીદવામાં, રક્ષા માટે ભૃત્ય (ચાકર) કે અધિકારી રાખવામાં, અને તળાવ, કુવા, વાવડી અથવા વાડાને માટે કર ામાં આવે. પુનઃ અત્યુન્નત થવા પર સર્વ હિત કાર્યમાં પણ વ્યય કરવામાં આવે.

૪૦ સર્વ સજ્જનોને ઉચિત્ છે કે આ ગોરક્ષક ધન આદિ સમુદાય પર સ્વાર્થ દૃષ્ટિથી હાની કરવાનું કદી પણ મનમાં ન વિચારે, કિંતુ યથા શક્તિ એ વ્યવહારની ઉન્નતિમાં તન, મન, ધનથી સદા પરમ પ્રયત્ન કર્યાજ કરે

૪૧ એ સભાના સર્વ સભાસદોને આ વાત અવશ્ય જાણવી જોઇએ કે, જ્યારે ગોઆદિ પશુ રક્ષિત થઇને ઘણાં વધશે, ત્યારે કૃષ્ય આદિ કર્મ અને દુગ્ધ ઘૃત આદિની વૃદ્ધિ થઇને સર્વ મનુષ્યાદિને વિવિધ સુખ લાભ અવશ્ય થશે. એ વિના સર્વનું હિત સિદ્ધ થવું સંભવ નથી.

૪૨ જુઓ, પૂર્વોક્ત રીતિઅનુસાર એક ગાયની રક્ષાથી લાખો મનુષ્યાદિને લાભ પહોંચે છે, અને જેને મારવાથી એટલા બધાની હાની થાય છે, માટે એવું નિકૃષ્ટ કર્મ કરવાને આપ્ત વિદ્વાન કદી સારૂં સમજશે નહીં.

૪૩ એ સભાનાં જે જે પશુ પ્રસૂત થશે, તેનું તેનું દૂધ એક માસ સુધી તેનાં બચ્ચાંને પાવું અને અધિક હોય તો તેજ પશુને અન્નની સાથે ખવાડી દેવું જોઇએ. અને બીજા માસમાં ત્રણ સ્તનો (આંચળ) નું દૂધ તે બચ્ચાંને આપવું, અને એક ભાગ લેવો જોઇએ. તથા ત્રીજા માસના આરંભથી અરધું દૂધ લેવું, અને અરધું જ્યાં સુધી ગાય દૂધ દે, ત્યાં સુધી તે બચ્ચાંને આપ્યા કરવું

૪૪ સર્વ સભાસદોને ઉચિત્ છે કે જ્યારે જ્યારે કોઇને સ્વરક્ષિત પશુ આપે, ત્યારે ત્યારે ન્યાય નિયમ પૂર્વક વ્યવસ્થા પત્ર લઇ અને દઇને આપે. તું જ્યારે તે પશુ અસમર્થ થઇ જાય, કે તેના કામનું ન રહે, કે તેનું પાલન કરવામાં સામર્થ્ય ન હોય, તો અન્ય કોઇને તે આપી શકે નહીં. કિંવા પુનરપિ સભાને આધીન કરે.

૪૫ આ સભાની અંતરંગ સભાને ઉચિત્ છે કિંતુ આત્યાવશ્યક છે, કે ઉક્ત પ્રકારે અપ્રાપ્ત પશુઓની પ્રાપ્તિ, પ્રાપ્તોની રક્ષા, રક્ષિતોની વૃદ્ધિ, અને વધેલા પશુઓથી નિયમાનુસાર અને સૃષ્ટિક્રમાનુકૂળ ઉપકાર લેવો, પોતાના અધિકારમાં સદા રાખવાં, અને અન્ય કોઇને એમાં સ્વાધિનતા કદી આપે નહીં.

૪૬ જો કે આ બહુ ઉપકારી કાર્ય છે, એ માટે એને કરવા વાળા આ લોક અને પરલોકમાં સ્વર્ગ અર્થાત્ પૂર્ણ સુખોને અવશ્ય પ્રાપ્ત થાય છે.

૪૭ કોઇ પણ મનુષ્ય આ સભાના પૂર્વોક્ત ઉદ્દેશોને કર્યા વગર સુખોની સિદ્ધિ કરી શકતો નથી.

૪૮ શું એવો પણ કોઇ મનુષ્ય સૃષ્ટિમાં હશે ? કે જે પોતાનાં સુખ દુઃખવત્ બીજાં પ્રાણીઓનાં સુખ દુઃખ પોતાના આત્મામાં ન સમજતો હોય.

૪૯ એ નિયમ અને ઉપનિયમ ઉચિત્ સમયપર કે પ્રતિ વર્ષમાં યથોચિત્ વિજ્ઞાપન દેવાથી શોધી અથવા ઘટાડી વધારી શકાય છે.

ओ३म् । सह नाववतु सह नौ भुनक्तु सह वीर्य्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ ओं शांतिः शांतिः शांतिः

धेनुः परा दया पूर्वा यस्यानन्दाद्विराजते ।
आख्यायां निर्म्मितस्तेन ग्रंथो गोकरुणानिधिः ॥ १ ॥
मुनि रामांक चन्द्रेऽब्दे तपस्यस्यासिते दले ।
दशम्यां गुरुवारेऽलंकृतोयं कामधेनुपः ॥ २ ॥

॥ इति गोकरुणानिधिः ॥





# આર્ય્ય સમાજના નિયમ.



૧. સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જણાય છે, તે સર્વનું આદિમૂલ પરમેશ્વર, છે.

૨. ઇશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાલુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર સર્વવ્યાપક, સર્વાન્તર્યામિ, અજર, અમર, અભય, નિત્ય પવિત્ર, અને સૃષ્ટિ કર્તા છે. એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩, વેદ સત્ય વિદ્યાઓનાં પુસ્તક છે વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું સર્વ આર્યોનો પરમ ધર્મ્મ છે.

૪. સત્ય ગ્રહણ કરવાને અને અસત્યને છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇયે.

૫. સર્વ કામ ધર્માનુસાર, અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવું જોઇયે.

૬. સંસારનો ઉપકાર કરવો આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે. અર્થાત્ શારીરિક, આત્મિક અને સમાજીક ઉન્નતિ કરવી.

૭. સર્વ સાથે પ્રિતિપૂર્વક, ધર્મ્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇયે.

૯. પ્રત્યે કેપોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇયે. કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમઝવી જોઇયે.

૧૦. સર્વે મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામ પરતંત્ર રેહવું જોઇયે. અને પ્રત્યેક હિતકારી નિયમમાં સર્વ સ્વતંત્ર રહે.